

# ઉપદેશ મંજરી.

(ખાસ કાળીપરજ ઉપયોગી)


રચનાર-પ્રકાશક,

ધનજી પાનાજી.

મુ. કિલ્લે સોનગઢ.



આવૃત્તિ પહેલી.] [ પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૮૧ ઇ. સ. ૧૯૨૫.

કીંમત રૂા. ૦-૨-૦ (બે આના.)

# પ્રસ્તાવના.

પ્રિયબંધુઓ! આજકાલ પ્રભુની કૃપાથી કે કહો દયાળુ દેવીજીની કૃપાથી આપણી પાછળ પડતી પ્રજા ઘણે ખરે અંશે દારૂ તાડી અને નીતિરીતિનો નાશ કરનાર અપવિત્ર ખાનપાનનો ત્યાગ કરી પોતાના આચાર વિચાર તથા રહેણી કરણીમાં આશ્ચર્ય જનક સુધારો કરી પવિત્ર બની, મનુષ્ય કર્તવ્ય, ધર્મ અને નીતિની આવશ્યકતા સમજી ઉન્નતિને રસ્તે કુચ કદમ ભરી રહી છે. વળી આપણમાં દયા, પરોપકાર વૃત્તિ, ઐકય, સ્વચ્છતા અને પવિત્ર ભકિત વગેરે ખીલેલાં જોઇ હરકોઇને આનંદ થાય છે. આપણાં આ પવિત્ર ખાન-પાન તથા નીતિ ધર્મના નવીન સુધારાના આચરણમાં સર્વને પ્રેમપૂર્વક દૃઢતા અને ઉત્સાહ પ્રાપ્ત થાય અને ભવિષ્યમાં પણ આ નવીન સુધારો સંતોષકારક રીતે ફતેહમંદ નીવડે અને સુદૃઢ સ્થાયી નીવડે એવા ઉદ્દેશથી દયાળુ પ્રભુની કૃપાથી મેં આ નાનકડા પુસ્તકની રચના કરી છે. પુસ્તકની ભાષા તદ્દન સાદી અને સાધારણ લખતા વાંચતાં શિખેલાની માર્ફત્ અભણને પણ સમજાય એવી રાખવાંમાં આવી છે. હું આશા રાખું છું કે સર્વે ભાઇ બેનોને આ પુસ્તક પોતાના ધાર્મિક કાર્યોમાં સહાયરૂપ થશે. તથાસ્તુ.

હું લેખક નથી તેમ કવિ પણ નથી. પરંતુ દીન સેવક છું. જેથી પુસ્તકમાં દોષ રહે એ સ્વભાવિક છે, માટે દોષ માટે પ્રિયવાચક ક્ષમા આપશે એવી આશા રાખું છું હાર ૐ તત્સત્

સંવત ૧૯૮૧ મહા સુદ ૮ વારરવિ. } દીન સેવક
મુ. ડીટલે સોનગઢ -- } ધનજી પાનાજી.




॥ धर्मे जय पापे क्षय ॥

# ઉપદેશ-મંજરી.

---

## (૧)

## સ્તુતિ.

### તાલ-ધ્રુપદ.

જયકર, પ્રિયવર, દુઃખહર, સુખકર;
વિશ્વંભર, વિષહર, નટવર પ્રિયકર. જય૦

અકળ કળા તારી, અદ્ભુત ભાસે;
સકળ જીવન કાજ, રહી વિલાસે જય૦

અત્યુત્તમ જ્યોતિ, અગમ્ય ભાસે;
મુનિ મન મોહન, દિવ્ય પ્રકાશે. જય૦

અજર, અમર અપાર, સંસાર સાગરતાર;
વિનવું વારંવાર, મંગલમય જયકર. જય૦

---

(૨)

## તાલ-દાદરો.

ઇશ્વર લેરે ખબર હમારી-(ટેક)

સંસાર સાગર, ભરપૂર ભંડાર;
ડુબી ગઇ દુનિયા સારીરે; ઇશ્વર.
સુંદર સૌંદર્ય, વિધવિધ ઔદાર્ય;
અજબકૃતિ તારી ભારીરે. ઇશ્વર.
લીલા લલિત, ભલિ ભલિ ભાત;
અકળ કળા શી ? બલિહારીરે. ઇશ્વર
સૂર્ય શશિ શા ? રશ્મિ પ્રકાશ;
ચંદ્રિકા ગુણ ગાતી વારીરે. ઇશ્વર.
અનંત આશ્ચર્ય, અદ્ભુત શૌર્ય;
વંદન કરૂં વારંવારીરે. ઇશ્વર.

---

(૩)

## છંદ-શિખરિણી.

મધુરી તું માતા, સકળ વળી ત્રાતા જગતની,
સદા શાંતિ દાતા, ભગિનિ જન ભ્રાતા ભગતની;
દુઃખ હરનારી, સુખ કરનારી, જીવ જનની,
કરી કૃપા મારી, હરહર મલિનતા મનની.

(૪)

## દયા-ધર્મ.

### છંદ-લલિત.

અનંત શકિતથી, રચી સૃષ્ટિરે, સબળ ભકિતથી કૃપા વૃષ્ટિરે,
અપાર આકાશ, નથી પારરે, પામર પ્રાણી શું કથે મથીરે. ૧

ભ્રમણ કરતા, સૂર્ય ચંદ્રરે, પ્રકાશ આપતા તારા ગણુરે;
ગરજતા મેઘ ઘમઘોરરે, ચમકતા દીસે ચમકારરે. ૨

પવન પાવક, જળ પાનરે, જીવન જીવનાં એમ માનરે;
પુલતિ ફાલતિ, મહઘેલીરે, વિધવિધ વેલી વનસ્પતિરે. ૩

રમણુ કરતાં, પશુ પક્ષિરે, સુંદર શોભિતાં રંગરંગીરે;
ભલિભલિ ભાત, નાતજાતરે, ભોગવતિ ભોગ ઉપભોગરે. ૪

સકળ આ લીલા, લલિતરે, ગણુના શી કરે ગણુનારરે;
રચી આ રચના, રઢીઆળીરે, રચનાર એતો કીરતારરે. ૫

દયાના ધરમે, કર પ્યારરે, પરલોકે થશો તેતો ચારરે;
અધમ આહાર માંસાહારરે, દુરાત્મા કરે તે ભૂમિ ભારરે. ૬

પુનરપિ થાય, પશુ પક્ષિરે, કીટ પતંગને વળી રાક્ષિરે;
ઉત્તમ આહાર દૂધ ધાન્યરે, પવિત્રાત્મા કરે બહુ બુધરે. ૭

બળ બહુ આપે દુઃખ હરરે, મલિનતા ટળે સુખકરરે,
પાપ પર હરે, શુભ પંથરે, વખાણુ શું કરૂં અલ્પમતિરે. ૮

વિચારતાં દીસે પ્રાણિમાત્રરે, ફરે હરે ચરે કરે ક્રિડારે;
સરજનારનાં સર્વ બાળરે, પાલણ પોષણ સર્વ કાળરે, ૯

જેમ નિહાળતાં ભાઇ બેનરે, તેમ નિહાળવાં પ્રાણિમાત્રરે;
પરમ ધરમ સમ દૃષ્ટિરે, દયા દીલ વિષે થાય પુષ્ટિરે. ૧૦

સુખ દુઃખ નડે દેહ ધર્મરે, બચી કેમ ? શકે પ્રાણિમાત્રરે;
દર્શન કરતાં દયા લાવરે, મરણ પામતાં કરે રાવરે. ૧૧

દયાના ગુણને દિવ્ય ધારરે, જે થકી જવાય પેલી પારરે;
મનુષ્ય કર્તવ્ય એમ માનરે, સુખને પામશે નક્કી ધારરે. ૧૨

ઋષિ મુનિ વદે હિત કાજરે, જીવને મરાતાં જીવ લાજરે;
વિમલ એ મતિ દીલે ઠારરે, પતિતપાવન નરનારરે. ૧૩

---

(૫)

## પરોપકાર.

છંદ-દોધક.

બાજી જગતની જુઠીરે જાણી, મોહની જાળે ગુલચાય પ્રાણી;
વાજી રહી મન મોહન બંસી, માયારુપી રહી સર્પણી ડંસી.

લીલા લલિત સૌ આનંદકારી, મોહન મનને લોભાવનારી;
મોહ ન પામે વીર નરનારી, વૃત્તિ તેની મહા ચમત્કારી.

નાચી ખુંદી જીવન ગુજારી, પેટ [illegible]ી પછી દે વિસારી;
રચી ન શકે જીંદગી તાહરી, જાય નરકે નેટ નરનારી.

ભુલિને ભાન ન જઇ વિસારી, મૂકી ધરમ ન કદી વિસારી;
ડુલિ જનારી જગતની યારી, વૃત્તિ તારી કર પરોપકારી.
ભાતથી ભલિ તન મન વારી, દાનથી કર ધનની ખુઆરી;
ન્યાત પરવા ન કર નઠારી, જાત તારી કર પરોપકારી.
આજે ગાજે તે મહાત્મારે ગાંધી, પૂર્વે ગાજ્યા શંકર બ્રહ્મચારી;
વેદોદ્ધારક દયાનંદ સ્વામિ, કીરતી જેની છેરે ચમત્કારી.
ભલા ભલા થયા બહુરે પ્રાણી, પરમ પિતાને પ્યારારે ભારી;
શિખને માનજે ભલીરે ભાઇ, કૃતાર્થ થાય જીંદગીરે તારી.

---

(૬)

## દારૂ-ત્યાગ.

### કવાલી.

માનીલો કહ્યુંરે મારૂં,-દીલમાં હું દાઝ ધારૂં;—ટેક.

દારૂતો બહુરે નઠારો, પીને કલ્યાણ શું ? ધારો;
કેમ ? એ ગણોરે પ્યારો, બચ્ચાં બાલકોને શું મારો. માનીલો.
ધન બધું હર્યું તમારૂં, જીવન કર્યુંરે ખારૂં;
મનને કર્યું ગમારૂં, શરીરે રહ્યું ધગારૂં. માનીલો.
કાળજું કર્યુંરે કાળું, રૂધિર બાળેલું ભાળું;
કરમ રહ્યું નિરાળું, ધરમને દીધું તાળું. માનીલો.

જરને જમીન હાર્યા, તમને કોઇએ ન વાર્યા,
વિવેક વિચાર ન ધાર્યા, દુઃખથી કોઇએ ન તાર્યા. માનીલો.

દિનભર દુઃખેરે રળયા, રળતરે તમે ન ફળયા;
ભલા ભલારે ભોળાયા, કોઇએ ભેદ ન કળયા. માનીલો.

માલ મિલ્કતરે આલી, ઘણી ખાધી તમે ગાલી,
નાચને રંગમાંરે મ્હાલી, નાચને રચીલેરે ખાલી. માનીલો.

દાસ દારૂના બનીને ધાયા, પ્રભુની જૂઠીરે માયા;
મુજને આવેરે દયા, અમૂલ્ય આપણી કાયા માનીલો.

ધરમ ધરવાને ધાજો, દારૂને પીતાંરે લાજો;
દિવ્ય દરબારે રાજો, મીઠો છે મેવોરે તાજો. માનીલો.

---

(૭)

## દબ-નાટકી.

કેવી ? આ પૂજા તમારી.

કેવી ? આ પૂજા તમારી, કેવા તમ દેવો.
પત્થર કે લાકડાના, માટીને વળી બીજાના,
તેને પૂજો શું ? પ્રીતિ ધારીરે-આજે કેવી ?
કેવા ? તમારા ભક્તોને, કેવી ? તમારી ભક્તિ;
તેને તરછોડો પ્રીતિ ધારી રે....આજે કેવી ?

કુકડાં બકરાંને મારી, દારૂ તાડીની છાકરેડી.
તેને જલ્દી છોડો પ્રીતિ ધારી રે....આજે કેવી ?

કેવી ? તમારી નીતિ રિતી, કેવી તમારી ખાણીપીણી.
તેને છોડો ધૈય ધારી....રે....આજે કેવી ?

કેવા ? તમારા મંત્ર જંત્ર, કેવા તમારા દોરા ધાગા.
ખેલ ખલકના ખોટા ધારો રે....આજે કેવી ?

કેવી ? તમારી મૂઠચોટ, કેવી તમારી વંત્રિજંત્રિ;
સમજો જગતની જૂઠી બાજીરે....આજે કેવી ?

કેવી ? તમારી આસુરી પ્રકૃતિ, કેવી ? તમારી અંધશ્રદ્ધા.
સમજો એને શું ? કલ્યાણકારી...આજે કેવી ?

કેવો ? પ્રભુ પ્રગટ રાજે, સૌના હિતને કાજે;
એને સેવો પ્રીતિ ધારીરે....આજે કેવી ?

---

(૮)

ગરબો.

બેનો મારી, શીખ સારી, સર્વે માનજોરે,
રૂડી રીતે પ્રીતે પાળીને ધરમ;
ભવસાગર તારણ હાર, હૈયે ઉતારજો...રે—ભવ.

સાખી ૧૧(-૬૭

માત પિતાએ પ્રેમથી, જેને સોંપ્યો હાથ;
કરવી સેવા પ્રીતથી, તેને ગણુવો નાથ,
એવા નાથ સાથથી સફળ કરો સંસાર—ભવ.

સાખી

સ્વામિ આજ્ઞા માનવી, દીલે રાખી પ્રેમ;
વાણી મધુરી બોલવી, રીસ ન લાગે તેમ,
એવી નીતિ રીતિથી સફળ કરો સંસાર—ભવ.

સાખી

સ્વચ્છ કરવું શરીરને, કરી વિધિથી સ્નાન,
રસોઇ રસાળી કરતાં, ભૂલી ન જવું ભાન;
ભલિ ભાતે જમી રમીને, સફળ કરો સંસાર—ભવ.

સાખી.

ધણી તમારો દેવ તે, મંગળમય કરનાર;
દુઃખ દહનાર એજ છે, સંતિને ઉદ્ધારનાર.
સીતા તારા ભજતી પતિને સફળ કરો સંસાર-ભવ.

સાખી.

મૈત્રિ ગાર્ગી દમયંતી, પુણ્યનો સમજી દાવ,
સેવા કરતી સ્વામિની, મનમાં રાખી ભાવ.
સેવા એવી કરો તો....તરો ભવ સંસાર—ભવ.

(૯)

## ઢાળ-ચલતી.

ગાંડી ઘેલી બાળી ભોળી, કહું શિખામણ સારી,
બ્હેનો મારી ગ્રહણ કરીને, સુધારો ચાલ તમારી.

બાળપણમાં ભણવું ગણવું, ખાવું ને વળી પીવું,
નાહી ધોહી સ્વચ્છ રહેવું, ઘરને આંગણું વાળવું.

વાસણ કુસણ માંજવા સર્વે, પાણી બાણી તો ભરવું,
માત પિતાની સેવા કરીને આશિશ લ્યો આનંદકારી.

મોટપણે ઘણુંજ કામ, હુંસે ધરીને હામ,
ભાવ ધરીને કરજો સર્વે. કાંઇ ન બેસે દામ.

પ્રભાતે વહેલા ઉઠી, દાંતણ પાણી કરવાં,
સ્નાન વિધિ સ્વચ્છ થઇ, માત પિતાને સેવવાં.

અબોટ ચોકો ચુલો કરીને, મીઠું મીઠું વળી સંધવું,
પાણીનાં બેઢાં સ્વચ્છ કરીને, મીઠાં પાણીથી ભરવાં.

વાસણ કુસણ સાફ કરીને ચક ચકતાં કરવાં,
ભલિ રીતે ભાવ ધરીને, માત પિતા સંતોષવા.

માતપિતા સંતોષિને, અન્યને વળી પીરસવું,
નોકર ચાકર સાથ સર્વે, વળી પછીથી જમવું.

હાણ્ડા હુણી સાફ કરીને, હળી ખાંડીને ભરવા,
વખત મળેય ભરવું શીવવું, કામ બીજું ઘરનું કરવું.
એવી રીતે જે બેન વર્તે, ધન્ય તેને હજારવાર,
વખાણ શું ! કરૂં અલ્પ મતિથી, તે તો તારણહાર.
સાસરીયામાં જઈ, સસરાને પિતા જાણી,
સાસુને માતા સમજી, સેવા કરવી પ્રીતઆણી.
નણંદીને બેની માની, દીયરને ભાઈ જાણી,
બીજાને ભાંડુ લેખી, નજર કરવી તે ભણી.
પીયરની રીતિ છોડી, ભકિતમાં પ્રીતિ જોડી,
સાસરીયામાં રહેવું જાણી, વિવેક વિચાર આણી.
મધુર વચન ગુણકારી, નારીનું ભૂષણ ભારી,
નમ્રપણું સુખાકારી, રીતિ રાખવી સારી.
સેવા પતિની ભાવે કરવી, ધર્મ પોતાનો માની,
કર્તવ્ય પોતાનાં છોડી, જીવન કરવું ન રાની.
ઘર પોતાનું જાણી, સંભાળવું ભાવ આણી,
સૌની સાથે પ્રીતિથી, મીઠી બોલવી વાણી;
ધર્મ કર્મ કરવાં સર્વે, મેલી અંતરનો ગર્વ,
સરે જેથી સર્વ અર્થ, એ કહ્યો અંતર મર્મ,

(૧૦)

ગઝલ.

વતન આપણું ભારી, હતાં તેને લો વિચારી;
આજ મળે ન ભાખરી, રહ્યા કરવા ચાકરી. ૧
પાસે વસ્ત્ર ક્યાં છે સારાં, ભોળા ભાઈ બેન મારાં;
ગૃહ લાગે કેવાં ? ખારાં, સહુ સાધન અકારાં ૨
ગાદી તકીએ બિરાજે, બીજી પ્રજા બહુ છાજે;
તુટી ખાટ લૂટી નાર, કરો વિચાર શા ? કાજે. ૩
ગાય ભેંસ પશુ પાળ્યાં, પર પ્રજા માટે ભાળ્યાં;
દૂધ દર્શન ક્યાં ? દીધાં, પેટ ભરી નથી પીધાં. ૪
કર્યાં દૂધ ઘી ઉત્પન્ન, જે છે સદ્‌ગુણ સંપન્ન;
કર્યાં શેઠને અર્પણ, કરી લો તમે ચિંતન. ૫
દશા દુબળી આપણી, કરવી તેની કાપણી;
વ્હેમની કરો માપણી, થશે તો દૂર ડાકણી. ૬
તાપ તનના નિવારો, સારા વિચારો કરીને;
દુર્ગુણ દુઃખનો ભારો, ફેંકી દો દૂર હસીને. ૭
કરો ધરમ ધસીને, ફરો પ્રભુમાં વસીને;
દિવ્ય પંથે વિચરીને, તરો સંસાર સાગરને. ૮

(૧૧)

## ગઝલ.

પ્રજા આપણી સૌ જાગો, ગુલામીને હવે ત્યાગો.
ઘણા કીધા રંગ રાગો, પશુ વૃત્તિ ઝટ ત્યાગો. ૧
ઝેર વેર જલ્દી ત્યજો, નિત પ્રિતે કરો કાજો,
આય પ્રજા થઇ ગાજો, પયપાન કરી રાજો. ૨
દોલત પરાપૂર્વની, આપી દીધી બની રાની,
બેઠા શું ? સંતોષ માની, આજ બનો અભિમાનિ. ૩
કયાં છે ? ઉત્તમ ભોજન, વિચારો થઇ સજ્જન,
કયાં છે ? ભજન કિર્તન, રહ્યા રાખી નીચ નર્તન ૪
પેટ વેઠ ઘણી કરી, પશુ પેરે ચરી ફરી,
દીનતા તો રહી વરી, શું ? કારણ લો વિચારી. ૫
મુખે ભાખી કટુવાણી, જાણે પુટે જાર ધાણી,
મનમાનિ મોજ માણી, જાણેં એજ ખરૂં જાણી. ૬
ધન ધાન્ય પેદા કર્ત્તા, જીવો તણા પેટ ભર્ત્તા,
કાર્ય કાજ હાથ ધર્ત્તા, ભાળો આજ ભૂખે મર્ત્તા. ૭
પર પ્રજા સુખી ભાળો, સ્વપ્રજા દુઃખી ભાળો,
સુખ દુઃખે ઘણો ગાળો, હવે નહિ મન વાળો. ૮
કામ ક્રોધ નાંખી કાઢી, રગે રગ રહ્યા વ્યાપી,
દિલ વિષે દયા સ્થાપિ, પગે દુર્ગુણ દ્યો ચાંપી. ૯

દિનરાત ધંધે ધાયા, સ્વપ્ને નહિ રીળી છાંયા,
કમર બાંધી કસી કાયા, બન્યા નહિ રાવરાયા. ૧૦
હતા પૂર્વે બ્રહ્મચારી, બન્યા આજ વ્યભિચારી,
દશા સુધરે શું ? બિચારી, તમે તેતો લો વિચારી. ૧૧
દશા આજે કેવી ? જુઓ, વખાણું તો તમે રૂઓ,
ધુળે લોટી સહુ ધૂઓ, શા ? કાજે સુખે સુઓ. ૧૨
તિમિર મન ધો છોડી, જ્ઞાન પ્રકાશમાં જોડી,
જીવન જાય છે દોડી, દોરી જીવનની થોડી. ૧૩
બનો હવે તમે શૂરા, ધર્મ કાર્યે બનો ધીરા,
પ્રકાશો જો બની હીરા, પ્રભુપદ પાવો વીરા. ૧૪

---

(૧૨)

## વીર બીરલા બનો.

વ્હેમ વૃત્તિ, વરસી રહી છે,
રૂધિર પીવા, તલસી રહી છે;
તલસી ભલે પણ, ભરમે ભૂલોના.—(૨)
નીતિં હરીને, ભોગી બન્યા છે,
ભોગ ધરીને, રોગી બન્યા છો;
રાગી બન્યા પણ, ભમતા ભમોના.—(૨)
ધર્મ દ્વાર દૂર, રહ્યાં છે,
પાવન જીવન, પળી ગયાં છે;
પળ્યાં ભલે પણ, ધૂર્ત્ત બનોના.—(૨)

ધન દોલત, દેવાઈ ગયાં છે,
મદ મોહ લોભ, નાચી રહ્યાં છે;
જાચો ભલે પણ, જતિ બનોના—(૨)
દિનરાત દેવાં, દળી રહ્યાં છે,
ચંચળ ચિત્ત, ચળી રહ્યાં છે;
ચિત્ત ચળે પણ, ચોરી કરોના.—(૨)
વીર્ય વધારી, વીરલા બનોરે,
ધૈર્ય ધારી, ધીરા બનોરે;
નારી ભલે પણ, વિષયી બનોના—(૨)
વિધવિધ વેરી, વસી રહ્યારે,
પૂણ્ય કર્મ ખસી ગયાંરે;
ખસ્યાં ભલે પણ, હસ્યા કરોના.—(૨)
પયપાન હરી, મધુપાન કર્યું રે
ગુલતાન કરી, ગાનતાન કર્યું રે.
ભ્રષ્ટ કલંકિત, ભોગ ધરો ના—(૨)
મલિન મતિ, મળી ગઈરે,
દશા દુબળી, દાબી રહીરે;
દબાયા ભલે પણ,ધૈર્ય ત્યજોના.-(૨)
વિમલ વિભુ, પાસે વસેરે,
દોલત દુનિયા, ડુબી જાશેરે;
ડુબ્યા દુઃખે પણ, હરીને ભૂલો ના.—(૨)

(૧૩)

શણુગાર સજીલો ઘેળારે,
રહ્યા હજી તમે ભોળારે;

નાણું વ્યાજે લઇ બન્યા, તન મન ધને ખુઆર,
નફો તોટો સમજ્યા નહિ, બન્યા મૂરખ સરદાર;
દબાયા દળદરે ભાળોરે—(૨) શણુગાર.

જર જમીન દોલત દીધી, થયું પુરૂં ન લગાર,
પાયમાલી થઇ પૂરેપૂરી, થયા કેવા ? લાચાર;
વર્ત્યો કેર કેવો. કાળોરે—(૨) શણુગાર.

જીવન કાજે ફાંફાં મારો, પરિવારનો ન પાર,
પશુ પેરે પાલન પોષણ, નિહાળો દશા ન લગાર;
દશા દુબળી ભાળોરે—(૨) શણુગાર.

દેવું દાન દીકરીનું એ, ઉત્તમ માનવ ધર્મ,
કરો વેચી વિક્રિ તેની, કેમ ? ન આવે શર્મ;
કરો કાર્ય કેવાં ? કાળાંરે—(૨) શણુગાર.

કામ ક્રોધ લોભ મોહ, એજ માયા ધર્મ,
ત્યાગે તેને ધૈર્ય ધારી, તેજ વીરાના કર્મ;
મોહ મદને બાળોરે—(૨) શણુગાર.

બાળક પેરે પશુ પાળવાં, એજ દયાનો ધર્મ,
દાન દેવાં ગાન કરવાં, એજ પૂણ્યનાં કર્મ;
દીલે દયા લાવોરે—(૨) શણુગાર.
ચંચળ ચિત્ત ચકડોળે ચઢે, એજ ઇંદ્રિના ધર્મ,
દમન કરીને દાસ બનાવે, એજ શૂરાનાં કર્મ;
દીલે ધૈર્ય ધારોરે—(૨) શણુગાર.
સ્નાન સંધ્યા સેવા પૂજા, એજ નિત્યનાં કર્મ,
ત્યાગી બનીને ભકિત કરવી, તેજ માનવના ધર્મ;
ભગવાન ભલો ભાળોરે—(૨) શણુગાર.

---

(૧૪)
સોરઠ.

ધર્મ પંથ પેખી, સુખની આશ ધરો રે....
દિવ્ય દેવનું ધ્યાન ધરી ગુણ ભંડાર ભરોરે....
માનવ જન્મ સેજ સમજી, મનને ભાવે તેજ મરજી;
અંધારે અથડાઇ અશુભ કાર્ય કરીરે-ધર્મ.
બાળપણે રમત ભાવી, યૌવને યુવતિ આવી,
મન મોહન મોહિની માધુર્યમાં મરોરે-ધર્મ.
કુદરત કળા અદ્ભુત માની,જીવન ગુજારો ન રાની,
ગાન તાન ગુલતાને દિવ્ય ધ્યાન ધરોરે-ધર્મ
આહાર નિદ્રા ભય મૈથુન, પશુ પક્ષીનાં છે સમાન,
તન મન ધને ધર્મ કરાય તે કરોરે-ધર્મ.

(૧૫)

## સોરઠ.

મર્દ બની દર્દ ખની, જ્ઞાન ધ્યાન ધરોરે,
ધૃતિ ધરી હરી સ્મરો, અમૃતપાન કરોરે–મર્દ.

ધન ધામ ન માન કરો, અમન ચમન લગન હરો;
તન મને ધન ત્યાગી, વનિ બની ફરોરે–મર્દ.

તાડન, પાલન, લાલન કરે, હાલન ચાલન ભુમિપરે,
તનનન તાને તલ્લિન બની તરોરે–મર્દ.

ધરમ કરમ પરમ છે, ભરમ ભાંગે ન શરમ છે,
અરરર ! અજર અમર હરી હરોરે–મર્દ.

ધવળ મંગળ અમળ છે, ચપળ સકળ અકળ છે
ધનનન ધુન લગાવી ગીતે ગાન કરોરે–મર્દ.

---

(૧૬)

## ભજન

માયામાં મનડું મોહ્યુંરે, કાયામાં દીલડું પ્રેર્યુરે,
મનમાની મોજ શી ? માણે—(૨)

ભરમે મન ભુલ્યુંરે, કરમ તારૂં ડુલ્યુંરે;
સમય સબળ આ ટાણે—(૨)

મદ મોહે મન મોહ્યું રે, ધન ધામે ચિત્ત પ્રોયું રે;
કીરતાર કળા શી ? જાણે—(૨)

જીવન, જાયે વહ્યું રે, દુઃખ સર્વે સહ્યું રે;
પતિત પાવન શું ? ભણે—(૨)

ગાન ગુણીનું ન ગાયું રે, ઘર ધંધે ચિત્ત ધાયું રે;
દીન દયાળ દયા શી ? આણે—(૨)

બાળપણુ ખેલે ખોયું રે, જુવાનીએ જોર જોયું રે;
ઘડપણે ધ્યાન ધરી શું ? જાણે—(૨)

પાપ પુન્ય ન જોયું રે, દીલ તારૂં ન ધોયું રે;
તન તાપ ધોઈ શું ? જાણે—(૨)

જ્ઞાન ધ્યાન ન ધર્યું રે, જપ તપ કાંઈ ન કર્યું રે;
કરણી ફળ શું ? જાણે—(૨)

વનિતા વહાલી ગણીરે, મિલ્કત મારી માનીરે;
ધરણી ધર શું ? જાણે—(૨)

ભોગી રોગનો ભાગીરે, જો બને તું ત્યાગીરે;
તરી જાય આ ટાણે—(૨)

ધ્યાન ધનજી ધરીરે, રાગી છું પણ વિરાગીરે;
વિમલ વિભુને જાણે—(૨)



(૧૭)

## પ્રતિજ્ઞા.

ધ્યાન પ્રભુનું ધરૂં રે.

નિશદિન દાસ બની, ધ્યાન પ્રભુનું ધરૂં રે,
ચિત્ત ચંચળ ભલે પણ, ધ્યાનથી ન ચળું રે. ૧
નેક ટેકને વળગી રહી, જ્ઞાન દીપક પ્રકટાવી રહી,
પાવન જીવન ગાળી રહી, ધ્યાન પ્રભુનું ધરૂં રે. ૨
દયા ધર્મ દિલે ધારી, પૂણ્ય કરીશ ભારી,
અંતર મર્મ પરવારી, ધ્યાન પ્રભુનું ધરૂંરે. ૩
સજી શસ્ત્ર સદ્‌ગુણ, હલાલ કરીશ લૂણ,
હરદમ હરી દુર્ગુણ, ધ્યાન પ્રભુનું ધરૂં રે. ૪
મોહની માયા મદ ઘેલી, વિષની સમજી વેલી,
રગે રગ રસને રેલી, ધ્યાન પ્રભુનું ધરૂં રે. ૫
પયપાન ખાન પાન, પાવનમાં ગુલતાન,
બની હું બહુ મસ્તાન, ધ્યાન પ્રભુનું ધરૂ રે. ૬

---

(૧૮)

## ગઝલ.

દયા કર દયામય દેવા, મુખે માગું મીઠા મેવા;
કરીશ તારી મીઠી સેવા, રહી તારે ચરણ દેવા.
તારણહાર તાર તારા, રહી પ્રસરી રહ્યા ન્યારા;
શુણી શુણ ગાઉં તારા, તારી લે તું તારનારા.

પ્રકાશમાન્ માનવાળા, વિધ વિધ દીસે ચાળા;
સંસારની જૂઠી માળા, દર્શનના ઘણા ગાળા.
કરૂણા સાગર અપારા, અધિક છો અમ પ્યારા;
સુખના આવ્યા આવારા, વરસાવ અમૃતધારા.

---

(૧૯)

## (માતાની) આરતિ

જયજય માતૃ દેવી-જયજય માતૃ દેવી;—૨
ગુણ તારા નિત ગાઇ-(૨) નમીએ શીષ નામી—જયજય-૧
મંગળ કારી અમારી, કરણી સર્વે જોતી;—(૨)
સેવા કરીને તારી-(૨) માગીએ મતિ સારી—જયજય-૨
ભરપૂર ભંડાર; અમ હૃદયે ભરજે;—(૨)
પતિત પાવન કારી-(૨) અમને પાવન કરજે—જયજય-૩
સબળ શકિત તારી, ત્રિભુવને રહી વ્યાપી;—(૨)
અકળ કળા થકી ભારી-(૨) કિલ્વિષં સહુ કાપી—જયજય-૪
સદાકાળ સનિધ્ય, તુજ જાણીને દેવી;—(૨)
વધાવો લઇએ પ્રેમે, (૨) ઉત્તમ રીતે સેવી—જયજય-૫
શ્રીફળ કંકુથી... પૂજા કરીને તારી—(૨)
પાયે પડીએ પ્રેમે, (૨) મતિદે અમને સારી—જયજય-૬
પરસ્પરનો વિરોધ, તજી દઇએ ચિંતે—(૨)
દયા ધર્મના મૂળ-(૨) શીખીને ભરીએ નિત્યે—જયજય-૭

ગાંડાં ઘેલાં તારાં, બાળક યાચી ભક્તિ—(૨)
સાષ્ટાંગ પ્રણામ કરીને-(૨) માગીએ મોક્ષગતિ—જયજય-૮

(૨૦)

## પ્રભુની આરતિ.

જયદેવ જયદેવ, જય સૃષ્ટિ કર્ત્તા-(૨)
ભવ ભય હર્ત્તા, (૨) વિશ્વતણા ભર્ત્તા-જયજય ૧
ત્રાતા ત્રિભુવન નાથ, સદ્‌ગુણના દાતા-(૨)
દયા કરો દીનજન પર, (૨) દિવ્ય પિતા માતા-જયજય ૨
જગ તારક જગ નાથ, જગદીશ્વર ધાતા-(૨)
તારક ત્રિવિધિ તાપ, (૨) સર્વ જન ત્રાતા-જયજય ૩
અનંત અખંડ અપાર, અજરા મર સાચા-(૨)
સ્તુતિ ગાવા તારી; (૨) નવ ચાલે વાચા-જયજય ૪
અનુપમ છે ઔદાર્ય, ઉત્તમ ગતિ આપો-(૨)
વિશ્વ વિષે વિશ્વેશ્વર; (૨)સદ્ધર્મ સ્થાપો-જયજય ૫
સર્વાધાર સમર્થ; સન્મતિ દાતા; (૨)
કરૂણામય ગુણથી-(૨) પ્રભુ છો પ્રખ્યાતા-જયજય ૬
સદાકાળ સર્વેશ; સદ્ધર્મે કરીએ;-(૨)
નિર્મળમતિ આપો;-(૨) વિનતિ કરી કહીએ-જયજય ૭
પ્રેમ ભક્તિથી નાથ, નિત્ય કરીએ સેવા, (૨)
પાવન કરી સેવકને;-(૨) દ્યો સદ્‌ગતિ દેવા-જયજય ૮

ॐ शांतिः शांतिः शांतिः

સમાપ્ત.

